હિપ્નોટિઝ્મ અને મૅસ્મેરીઝ્મ નામની વિદ્યાઓ તેમજ શસ્ત્રવિદ્યા પોતાની શક્તિમાં શ્રદ્ધા અગર વિશ્વાસ સંપૂર્ણ હોય તો જ શીખી શકાય છે. ધર્મમાં પણ શ્રદ્ધા એ પહેલી ચીજ છે; અને મંત્રમાં પણ મુખ્ય ચીજ શ્રદ્ધા છે. 'લક્ષ્મીનું બી શુભ મુહૂર્તે, શુભ ક્ષેત્રે, સારી જોગવાઇથી, વાવીશ તો ફળ જરૂર મળશે જ' એવી શ્રદ્ધા પાકી હોવી જોઇએ. **શ્રદ્ધા વગર સર્વ પાંગળું છે.**

(૫) શ્રદ્ધા હોય તો પછી **અડગપણું** આપોઆપ આવે. વેરાનમાં સુંદરી છે તે અનુપમ છે, પણ ત્હેની આસપાસ રાક્ષસોની ચોકી છે, એવું જાણવા છતાં સુંદરીના રૂપની શ્રદ્ધા–ખાત્રી એથી શું ઘણાએ માણસો જોખમ ખેડી ત્હાં ગયા નથી? પણ અફસોસ, નિશ્ચય ઢચુપચુ થાય તો માર્યો પણ જાય. મંત્ર જપવા તો બેઠા— પાંચવાર--પચાસવાર--સો વાર અને ૧૦૫ વાર મંત્ર જપ્યા, હવે માત્ર ત્રણવાર બાકી છે, પણ ત્હાં ભયંકર દેખાવ અને ભયંકર અવાજથી ત્રાસ પામી ઉઠી જાય તો સર્વ નિરર્થક! તેમજ લાખ રૂપીઆ સારા રસ્તે વાપરવા કાઢે ને મન કોચવાય--" અરે! કમનશીબ ફલાણો ક્યહાંથી આવ્યો કે મ્હને આ ફંદામાં ઉતાર્યો?" તે વખતે કર્યું કારવ્યું ધુળ મળે છે. એ તો શુરવીરનાં કામ છે. કાયરતા અને કૃપણતાના રાક્ષસને મારે, તે મોક્ષ સુંદરીને વરે। બાકી અનુપમ સુંદરી કાંઈ રસ્તામાં આથડતી ન હોય કે ટકાના ટકાના સુંઝી લોકની બાથમાં આવી શકે?

અહીં મ્હારી વિદ્યાનો પાઠ પુરો થાય છે. હવે હું ત્હેનું ટુંકમાં **પુનરાવર્તન** કરીશ. સારા **ચોઘડીએ**, સારા **ક્ષેત્રે**, સારી જોગવાઈ સાથે, **શ્રદ્ધા** સહિત અને **અડગપણે** વાવેલું લક્ષ્મી--બીજ

જલદી મૂળ નાખે છે, ફાલે છે-ફુલે છે અને હેના ઉપર લક્ષ્મી--કીર્તિ--સુપુત્ર--સુશિલ પત્ની-પ્રજા અને વધારે તો શું પણ પ્રભુ પરમાનંદ રૂપી ફલો પણ હસી ઉઠે છે.

એક સો રૂપીઆ રોકીને હજાર રળવાની આશા કરનારા, એક લાખની મુડીમાંથી દશ લાખ કરવાની આકાંક્ષાવાળા વિવેકી વેપારીઓ! એકના દશગણા કરવામાં હમે જે હોંશ ધરાવો છો તેટલી--બસ તેટલીજ હોંસ હમો હિસાબી વર્ગના સજ્જનો શું એકના એકવીસો ગણા કરવા માટે ના ધરાવો? હમારા એકના દશગણાના વેપારના નિશ્ચીત ફળની હમને કાંઇ ખાત્રી--ગેરન્ટી નથી; કદાચ હમારા રોકેલા રૂપીઆ પણ ડુબવા સંભવ છે; કદાચ લાભની ખબર સાંભળતી વખતે જ હમે બીજી દુનીયામાં ઉપડી ગયા હો. પરન્તુ આ એકના એકવીસો કરવાનો ધંધો પ્રભુ મહાપ્રભુના ઘરના પરવાના સહિત છે અને હમે હેને છોડીને બીજે નાશી જશો તો પણ હમને હુંડી કાઢીને તે ફળ હમારા મોંમાં નાખ્યા ચુકશે નહિ એવો છે.

શાણા સુજ્ઞજનો! જ્ઞાન, ધર્મ અને પરોપકારી રસ્તામાં લક્ષ્મી-બીજ સાનુકૂલ રીતે વાવવાની અને હેનાં મીઠાં ફળોનો સ્વાદ લેવાની કોઇ ઇચ્છા થતી હોય તો તાકીદ પણ થવા દેજો; કારણ કે કીંમતી મોસમીઉં વહી જાય છે અને પછી યમદેવ આવે તો સંઘરતો નથી!

20—6—10

# કાન દો !

(૧) આજે પર્યુષણનો શુભ દિવસ છે. પર્યુષણ એટલે ઉપાસના અથવા ભક્તિનો દિવસ. જીનદેવ કહે છે કે મ્હારાં બાળકોની ભક્તિ એ જ મ્હારી ભક્તિ છે, માટે મ્હને માનનાર જૈનોની દશા સુધારવા માટે કમર કસો. એટલે મ્હારી જ ભક્તિ થઇ સમજીશ.

(૨) જેમને હાલ કોઇ દસ રૂપીઆ પણ ન આપે તેવાને ત્હમારી મદદથી થયેલા ફંડમાંથી ઉંચું ભણતર ભણાવીશું તો તેઓ મહીને ૫૦—૧૦૦—૨૦૦ કે ૫૦૦ રૂપીઆ રળતા થશે, તેથી જૈન વર્ગમાંથી એટલી ગરીબાઇ ઓછી થશે, તે માણસો ધર્મ તરફ દૃઢ ભાવ રાખશે અને જૈન શાસ્ત્રોનું રહસ્ય વધારે બારીકાઇથી અને વધારે મ્હોટા પ્રમાણમાં શીખવા લાગશે.

(૩) આખા હિંદના સ્થાનકવાશી જૈનોને મદદ કરવાનું આ ફંડ છે, તે ત્હમારૂં જ છે. કૃપા કરી મદદ કરો. રૂપીઆ બારોબાર અજમેર મોકલો. ત્હાંથી પછી બૅન્કમાં મુકાશે. પહોંચ, પેપરમાં છપાશે; તેમજ ત્હમને અલાયદી પહોંચ પણ બારોબાર કૉન્ફરન્સ ઑફિસથી મળશે.

(૪) એકંદરે રૂ, ૫૦,૦૦૦ નું "જૈન વિદ્યોત્તેજક ફંડ" કરવાનું છે અને તેમાંથી રકમ ધીરીને દર વર્ષે ૫૦—૧૦૦ વિદ્વાનો આપણી કોમમાં

# પર્યુષણમાં આત્માને નિર્મળ બનાવવા માટે બાર આંતરિક દવાઓ અથવા બાર ભાવના.

भावयितव्यमनित्य त्वमशरणत्वं तथैकतान्यत्वे ।
अशुचित्वं संसारः कर्माश्रवसंवरनिधिश्च ॥
निजरणलोकविस्तरधर्मस्वाध्यायतत्वचिन्ताश्च ।
बोधेः सुदुर्लभत्वं भावना द्वादशविशुद्धाः ॥

(૧) અનિત્ય, (૨) અશરણ, (૩) એકત્વ, (૪) અન્યત્વ, (૫) અશુચિત્વ, (૬) સંસાર, (૭) આશ્રવ, (૮) સવર, (૯) નિર્જરા, (૧૦) લોકવિસ્તાર, (૧૧) ધર્મ સ્વાધ્યાય, (૧૨) બોધિદુર્લભઃ એ રીતે બાર ભાવનાઓનું નિરંતર મનન કરવું, કે જેથી આત્મા નિર્મળ અને તનદુરસ્ત થશે.

## (૧) અનિત્ય ભાવના.

આ જગતમાં સઘળી અનિશ્ચિત વસ્તુમાં એક વાત નિશ્ચિત છે, અને તે એ છે કે "વસ્તુ માત્રના પર્યાયો ક્ષણે ક્ષણે ફરે છે." જગતની કોઇપણ વસ્તુ નિત્ય નથી; કોઇ લાંબો કાળ ચાલે, કોઇ ટુંકો સમય રહે, પણ અંતે સર્વ વસ્તુઓ વિનાશી છે માટે અનિત્ય છે. પદાર્થ માત્ર અનિત્ય છે એટલુંજ નહિ :પણ સજીવ પ્રાણીઓની

ઉપાધિરૂપ શરીર જેને માણસો ભૂલથી 'હું પોતે છું' એમ માનવાને દોરાય છે તે શરીર પણ નાશવંત છે. આત્મા સિવાયની સર્વ વસ્તુઓ અનિત્ય છે; દેવોના આયુષ્ય લાંબા સમયના હોય, અને તેથી તેમને ભોગનું સુખ બહુ ગણવામાં આવે, પણ અનંતકાળની અપેક્ષાએ તે પણ અનિત્ય છે. ટૂંકમાં સર્વ પુદ્ગલદશા—બાહ્ય વિનાશી છે, તેના પર્યાયોમાં ક્ષણે ક્ષણે ફેરફાર થયા જ કરે છે. પ્રાતઃકાળમાં જે માણસ આપણી નજરે પડ્યો હતો તે મરણ પામ્યો છે એવી સાયંકાળે આપણને ખબર પડે છે. અથવા જે પુષ્પ સૂર્યના કિરણથી વિકસ્વર થયેલું સવારમાં દેખાતું તે સાંજરે કરમાયેલું નજરે પડે છે. શરીરને પણ બાળપણ, યુવાવસ્થા, વૃદ્ધપણું વગેરે અનુભવાય છે. લક્ષ્મીને ચપળા કહેવામાં આવે છે, એટલે તે એક જગ્યાએ ઠરી બેસતી નથી, પણ સમયે સમયે સ્થાન બદલે છે. આવી રીતે તન, ધન, યૌવન, ભોગ, વિષયસુખ, પ્રિયજનસમાગમ અને સંસારના સર્વ પદાર્થો અસ્થિર અને અનિત્ય છે. માત્ર આત્મા અમર છે, નિત્ય છે, શાશ્વત છે. તેનો કોઈ દિવસ અંત આવવાનો નથી. પણ તે સિવાયનાં અન્ય પદાર્થો, વાયુના આવેશથી ચાલતી ધ્વજાના પટ જેવા અસ્થિર છે, કુંજરના કાન જેવા ચંચળ છે, શરદ્ઋતુની વાદળાંની છાયા જેવા ક્ષણભંગુર છે, અને વિદ્યુતના ચમકારા જેવા ક્ષણવિનશ્વર છે. પણ અજ્ઞાનતાથી માણસો તે વસ્તુઓને નિત્ય સમજી તેમાં મમત્વ કરે છે અને 'આ મ્હારૂં છે' એવો ખોટો ભ્રમ સ્વીકારે છે. પરંતુ તત્ત્વ દૃષ્ટિએ આ સર્વ પદાર્થો અનિત્ય છે; અને પરમાત્મપદને મેળવી આપનાર આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર, અથવા સત્ ચિત્ અને આનંદ એ ગુણો જ નિત્ય છે. કારણ કે તે સ્વાભાવિક ગુણો

છે. આ રીતે નિત્ય અને અનિત્ય વસ્તુ વચ્ચે **વિવેક** કરતાં શિખવું અને જેમ બને તેમ અનિત્ય વસ્તુના સંબંધમાં ઉદાસીન ભાવ ધારણ કરવો. 'વિવેક'થીજ ખરો વૈરાગ્ય જાગૃત થાય છે. 'જે વસ્તુઓ અનિત્ય છે તે પરમાર્થ દૃષ્ટિથી મ્હારી નથી' એજ ભાવના તે વસ્તુ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન કરાવે છે; અને ज्ञानस्य फलं विरतिः 'જ્ઞાનનું ફળ વિરતિ' એ સૂત્ર ખરૂં પડે છે. અનિત્ય ભાવનાના સંબંધમાં કહ્યું છે કેઃ—

**सामित्तणधणजुव्वणरइरूवबलाउठसंजोगा ॥**
**अइलोला घणपवणाहयपायवपक्कपत्तव्वा ॥**

પ્રભુત્વ, ધન, જોબન, રતિ, રૂપ, બળ, આયુષ્ય ઇષ્ટસંયોગ એ સર્વ વસ્તુ સખત પવનનો ઝપાટો લાગેલાં વૃક્ષનાં પાકાં પાંદડાં જેવી બહુજ ચપળ છે. જેમ તે પાકેલાં પાંદડાને પવનનો સખત ઝપાટો લાગે તો પડતાં વાર લાગતી નથી, તેમ આ સર્વ અનિત્ય હોવાથી નાશ થતાં વાર લાગતી નથી. આવી રીતે સંસારના સર્વ પદાર્થોની અનિત્યતા વિચારવી અને બને તેટલો રાગ તે ઉપરથી ઉતારવો.

## (૨) અશરણ ભાવના.

જગતમાં જીવ અનેક પ્રકારના જીવો પર આધાર રાખે છે, અને ત્હેમને પોતાના શરણ રૂપ માને છે. પણ ખરી રીતે **આત્મા સિવાય આત્માનું કાંઇ આધારભૂત નથી.** આત્મા જ આત્માનો શત્રુ છે, અને આત્મા જ આત્માનો મિત્ર છે. વ્યવહારનયથી માતા પિતા, સ્વજન, બાંધવ, સ્ત્રી, પુત્ર, ગુરૂ વગેરે આધાર રૂપ ગણી શકાય; પણ **નિશ્ચયનયથી** અથવા **ખરી રીતે** કોઇ પણ માણસને

શરણ આપે તેમ નથી. મરણ સમયે પોતાનું ચારિત્ર, પોતે કરેલાં શુભ અશુભ કર્મો જ માણસની સાથે આવે છે. કોઇ પણ માણસ હેને મરણના ક્રૂર પંજાઓથી બચાવવા સમર્થ થતું નથી. જે વસ્તુઓ અનિત્ય છે તે, આત્માની સાથે આવી શકે નહિ. કારણકે આત્મા નિત્ય છે, માટે હેના નિત્યગુણો જ હેની સાથે આવે. માટે આત્માના ગુણો જે હાલ અપ્રગટ સ્થિતિમાં છે તે જેથી પ્રગટ થાય તેવાં સાધનોનો આશ્રય લેવો. આથી બીજું કોઇ શરણ નથી. આવી રીતે 'અશરણ ભાવના' ભાવવી. આત્મા જ કર્મદળને વિખેરી નાખવા સમર્થ છે. આત્માજ પરમાત્મા અવસ્થા પ્રાપ્ત કરવા શક્તિ ધરાવે છે. **ગુરૂ તો માર્ગ બતાવી શકે** (તે વાસ્તે ખરેખર હેમનો ઉપકાર માનવો અને હેમના ઉપર અત્યંત ભક્તિભાવ રાખવો ઘટે છે) **પણ તે માર્ગ ઉપર ગુરૂ આપણે વાસ્તે ચાલી શકે નહિ. માર્ગ ઉપર આપણે જાતેજ ચાલવાનું છે, એવો વિચાર કરી સ્વાશ્રયી થતાં શિખવું.** જે પદ મહાન પુરૂષો પ્રાપ્ત કરી શક્યા તે પદ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપણા આત્મામાં રહેલું છે, એવો વિચાર કરવો; અને તત્પર થઇ, હાથ જોડી, દૈવને માથે દોષ મૂકી આળસમાં-પ્રમાદમાં મનુષ્ય જન્મ ગુમાવવો નહિ.

## ( ૩ ) એકત્વ ભાવના.

આ સંસારને વિષે જીવ એકલોજ ઉત્પન્ન થાય છે, અને એકલોજ મરે છે, એકલોજ કર્મનો કર્તા છે, અને એકલોજ તે કર્મનો ભોક્તા છે. પરમાર્થ દૃષ્ટિએ વિચારીએ તો ધર્મ સિવાય અન્ય કોઇ પણ સ્વજન મનુષ્યનો સહાયકારી થઇ શકે નહિ. માટે કોઇ પણ કાર્યનો આરંભ કરતાં પહેલાં તે કાર્યનું **શું પરિણામ** આવશે

એમ વિચારી તે કાર્યમાં જીવે પ્રવર્તન કરવું,–કારણ કે તે કાર્યનું ફળ પણ પોતાને એકલાને ભોગવવું પડશે. દરેક કાર્ય, દરેક વિચાર અને વાસનાને માટે મનુષ્ય પોતેજ જવાબદાર છે; માટે દરેક જીવે પવિત્ર અને સુંદર વિચારો વિચારવા, પવિત્ર અને સુંદર વચનો બોલવાં, અને પવિત્ર અને સુંદર કાર્યો કરવાં; કારણ કે તે સર્વનું સુંદર ફળ પણ પોતાને જ મળે છે. આત્મા પોતે એક છે અને તે સિવાયની સર્વ વસ્તુઓ ભિન્ન છે; અને ત્હેને ને આત્માને ખરી રીતે કાંઇ સંબંધ નથી.

અધ્યાત્મસારમાં કહ્યું છે કે;—

एकः परभवे याति जायते चैक एव हि ॥
ममतोद्रेकतः सर्वं संबन्धं कल्पयत्यथ ॥ १ ॥
व्याप्नोति महतीं भूमिं वटबीजाद्यथा वटः ॥
तथैकममताबीजात्मपञ्चस्यापि कल्पना ॥ २ ॥
माता पिता मे भ्राता मे भगिनी वल्लभा च मे ॥
पुत्राःसुता मे मित्राणि ज्ञातयः संस्तुताश्च मे ॥ ३ ॥
इत्येवं ममता व्याधिं वर्धमानं प्रतिक्षणम् ॥
जनः शक्नोति नोच्छेतुं विनाज्ञानमहौषधम् ॥ ४ ॥

જીવ એકલો પરભવમાં જાય છે અને અહીંયાં એકલો ઉત્પન્ન થાય છે, પણ મમતાના પ્રધાનપણાથી સર્વ સંબંધની જીવ કલ્પના કરે છે. વડના બીજને લીધે વડનું ઝાડ બહુજ વિસ્તારવાળી જમીનમાં પથરાય છે, તેમ એક મમતા રૂપ બીજ થકી આ સંસારના સંબંધની કલ્પના ઉદ્ભવે છે. મ્હારી માતા, મ્હારો પિતા, મ્હારો

ભાઈ, મ્હારી બ્હેન, મ્હારી પત્ની, મ્હારા પુત્રો, મ્હારી પુત્રીઓ, મ્હારા જ્ઞાતિજનો, મ્હારા પરિચયવાળા; આ રીતે ક્ષણે ક્ષણે વધતી જતી મમતારૂપ વ્યાધિનો ઉચ્છેદ કરવા સમ્યગ્ જ્ઞાનરૂપ ઔષધ સિવાય માણસ સમર્થ થતો નથી. સમ્યગ્જ્ઞાન અથવા સદ્ અને અસદ્ કે નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક જ આ મમતાનો નાશ કરે છે. હું અને મ્હારૂં એજ માણસનાં જ્ઞાનચક્ષુને અંધ કરનાર મોહરાજાનો મંત્ર છે. અને જે કાંઇ દેખાય છે તે, હું અને મ્હારૂં નથી, એ મંત્ર મોહરાજાને જીતનાર છે.

> "નિજરૂપા નિજ વસ્તુ છે, પરરૂપા પરવસ્ત;
> જેણે જાણ્યો પેચ એ, તેણે જાણ્યું સમસ્ત !"

મ્હારો આત્મા તે જ હું, અને તે સિવાયની સર્વ વસ્તુઓ 'પર' છે, એવું જેણે સમ્યગ્ પ્રકારે જાણ્યું અનુભવ્યું તેણે આ જગતમાં સર્વ બાબત જાણી; કારણ કે જે વસ્તુ ખરી રીતે પોતાની નથી ત્હેને પોતાની માનવી, એ અજ્ઞાનતા છે; અને તે અજ્ઞાનતાથી એટલે શરીર, ધન, ગૃહ અને સ્વજનોની ઉપાધિને પોતાની માનવાથી, માણસ સંસારમાં રખડે છે. માટે આત્મજ્ઞાન મેળવવું.

## (૫) અન્યત્વ ભાવના.

આત્મા સિવાયની તમામ વસ્તુઓ સાથે આત્માને નિશ્ચયનયની અપેક્ષાએ કાંઇપણ સંબંધ નથી. ઘણા કાળ સુધી અન્નપાનાદિકથી લાલન-પાલન કરેલો દેહ તે જ પોતાનો નથી, તો પછી દેહથી બહાર રહેલાં ધન, સુવર્ણ, ઘર, ખેતર વગેરે તો પોતાનાં શી રીતે થાય? એ જે છે તે સર્વ આત્માના નથી, પણ આત્મા ત્હેને નીજ સ્વરૂપના અજ્ઞાનથી પોતાના ગણે છે. આ મ્હારૂં ઘર, આ મ્હારૂં ધન, આ

મ્હારાં સ્વજન એમ તે માને છે; પણ તે સર્વ આત્મદ્રવ્યથી ન્યારાં છે. કારણ કે, સર્વ પદાર્થો અને ચેતનાવાળા પ્રાણીઓની ઉપાધિઓ--શરીરો પુદ્ગલનાં જૂદાં જૂદાં રૂપાંતરો છે. પુદ્ગલ તે અજીવ છે, માટે ખરી રીતે જીવ પુદ્ગલથી જૂદો છે; એવી ભાવનાને 'અન્યત્વ ભાવના' કહે છે.

## (૫) અશુચિ ભાવના.

આ શરીર, આત્માને કાર્ય કરવાનું સાધન છે; પણ આપણે શરીરનેજ સર્વસ્વ માનીએ બેઠા છીએ! ઘણાક જડવાદીઓ તો શરીર એજ આત્મા એમ કહે છે. પણ ત્હેમાં ત્હેમની મ્હોટી ભૂલ છે; શરીર એ તો આત્માનું વસ્ત્ર છે. તે વસ્ત્ર ઉપર બહુ રાગ રાખવો ઉચીત ગણાય નહિ. કારણ કે, આ ઔદારિક દેહ તે બહુ જ અશુચિમય (અપવિત્ર) છે; કેમ કે તે રસ, રૂધિર, માંસ, મેદ, હાડકાં, વીર્ય, મજ્જા, શ્લેષ્મ, મળ, મૂત્રાદિકથી ભરેલો, ચામડાથી મઢેલો, નસોની જાળોએ વીંટાયેલો, નિરંતર કૃમિ, રોગ અને ગુમડાથી વ્યાપી રહેલો છે. પુષ્પની માળા, બરાસ, ચંદન, કસ્તુરી વગેરે સુગંધી દ્રવ્ય શરીરપર લગાડવામાં આવ્યાં હોય તો ત્હેને પણ મલિન કરવાને આ દેહ સમર્થ છે; માટે દેહ ઉપર અત્યંત રાગ ન ધરવો એમ આ અશચિ ભાવના જણાવે છે. આટલા બધા અવગુણ છતાં તે, જ્ઞાન પ્રાપ્ત કરવાનું, ધાર્મિક ક્રિયાઓ કરવાનું, અને આ જગતના વ્યવહારના દરેક કાર્ય કરવામાં તે ઉત્તમ સાધન છે; માટે ત્હેને બરાબર કેળવવું. કેળવાએલું હથિયાર સુતારને બહુ ઉપયોગી થાય છે, તેમ કસરતથી કેળવાયેલું, અને બ્રહ્મચર્યથી મજબુત બનેલું શરીર બહુજ ઉપયોગી થાય છે. માટે શરીરનું અત્યંત

લાલન-પાલન પણ ન કરવું, તેમ ત્હેના ઉપર દ્વેષ કરી ત્હેનો અનાદર પણ ન કરવો. તે આપણો નોકર છે એમ માનવું. નોકરને વશ રાખીએ, મારી નાખતા નથી. તે જ રીતે શરીરને વશ રાખવું, પણ તદ્દન દરકાર ન કરી ત્હેનો નાશ કરવો ઘટતો નથી. પણ ત્હેને ઉચિત ખોરાકથી અને કુદરતના કાયદા મુજબ વર્તીને તનદુરસ્ત રાખવું તથા આત્માના ઉદ્ધાર માટે જે કોઈ કામ ત્હેની પાસે કરાવવું જરૂરનું જણાય તે કરવાને તે શરીર જરા પણ આનાકાની ન કરે એમ સંભાળવું.

## ( ૬ ) સંસાર ભાવના.

સંસારની ઘટમાળ નિરંતર ફર્યા કરે છે; કાળચક્રના અને કાર્ય-કારણના અચળ નિયમ પ્રમાણે સર્વ જીવ પોતપોતાનાં કર્મનાં ફળ રૂપે કોઈ સુખી તો કોઈ દુઃખી, કોઈ રંક તો કોઈ રાજા, કોઈ રૂપવાન તો કોઈ કદ્રૂપવાન, કોઈ બળવાન તો કોઈ નિર્બળ, કોઈ વિદ્વાન તો કોઈ અજ્ઞાન, કોઈ ગુણાનુરાગી તો કોઈ ગુણદ્વેષી એવી રીતે અનેક પ્રકારનાં સ્વરૂપ આપણી દૃષ્ટિએ પડે છે. જુદા જુદા આત્માઓ સાથે જીવ જુદા જુદા સંબંધમાં આવે છે. અનંત કાળથી આ જીવ અજ્ઞાન અવસ્થામાં અને જીવન ઉદ્દેશના જ્ઞાનવિના સંસારમાં પરિભ્રમણ કરે છે, તેથી સર્વ જીવોના સંબંધમાં જુદા જુદા ભાવમાં આવે છે; અને તે ભિન્ન ભિન્ન ભવમાં માતા, પિતા, પુત્ર, પુત્રી, સ્ત્રી, નોકર, સ્વજન, શત્રુ, મિત્ર વગેરે અનેક પ્રકારના સંબંધમાં અનેક વાર અનેક જીવોની સાથે જોડાય છે; છતાં કોઈ કોઈનું થયું નથી, કારણ કે આ સર્વ સંબંધ શરીર આશ્રયી છે. અને આત્મા તો દેહાતીત છે. માટે આત્માઓ ભિન્ન-પણ એમ રહિત આપણા સંબંધમાં

આત્રતા જીવોનું કલ્યાણ કરવું. માણસને સંસારમાં બાંધનાર રાગ, મમત્વ ભાવના છે. આ પુત્ર મ્હારો છે, આ સ્ત્રી મ્હારી છે, એવા વિચારથી ત્હેમના ઉપર જે આસક્તિ થાય તે રાગ; અને તે રાગ માણસને તે ઇષ્ટ જનના વિયોગથી અથવા મરણથી દુઃખ ઉત્પન્ન કરે છે. પણ પુત્ર અથવા સ્ત્રી તે આત્મા છે; અને આત્માનું કલ્યાણ કરવું તે મ્હારો ધર્મ છે, અને બીજા માણસો કરતાં, મ્હારા સંબંધમાં આવેલાં માણસોનું કલ્યાણ હું વધારે સુગમતાથી કરી શકું **એવા વિચારથી** ત્હેમના ઉપર **પ્રેમ** રાખવો તે ઉત્તમ છે; અને તે પ્રેમ દરેક મહાન આત્માનો **સ્વાભાવિક ધર્મ** છે. પોતે નિસ્પૃહ ભાવથી ટ્રસ્ટી તરીકે વર્તવું. સંસાર દુઃખમય છે અને જન્મ મરણના ચક્રમાં ફરતાં ખરી રીતે સુખ જરા માત્ર નથી. જેમ ભમરો વાડીમાં એક ફુલનો ત્યાગ કરી બીજા ફુલે બેસે છે, ત્હાંથી ત્રીજા ફુલ ઉપર બેસે છે; એમ જીવ અનેક ગતિમાં અથડાય છે, પણ સુખ મેળવી શકતો નથી; કારણ કે ખરૂં સુખ તો આત્મામાં રહેલુ છે;પણ જેમ કસ્તુરીઓ મૃગ કસ્તુરીના વાસથી લોભાઇ કસ્તુરી મેળવવાને સકળ જંગલમાં ભમે છે,તેમ સુખ આત્મસ્વભાવમાં રહેલું હોવા છતાં તે બાબતના જ્ઞાનના અભાવે અજ્ઞાની જીવ બાહ્ય વસ્તુમાં સુખ શોધે છે. સંસારમાં બિલકુલ સુખ નથી એમ આ કથનનો આશય નથી, પણ તે સુખ ઈન્દ્રજાળ જેવું છે, અને તે મળ્યા પછી પણ ખરી તૃપ્તિ થતી નથી, માટે ચીરકાળ ટકે એવું સુખ પ્રાપ્ત કરવા ઈચ્છનાર મનુષ્યના પ્રયાસને અનુચિત છે. આવી રીતે સંસારનું સ્વરૂપ વિચારવું, અને ત્હેને દુઃખગર્ભિત જાણી આત્મસ્વભાવમાં રહેલું અનંત-અમર સુખ મેળવવા પ્રયત્ન કરવો; એજ આ કથનનો આશય છે.

## (૭) આશ્રવ ભાવના.

જીવ કાર્ય કરતાં શુભ અથવા અશુભ કર્મ બાંધે છે. તે કર્મનો બંધ થવાનાં કારણો મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગ છે. જેનાં હૃદયમાં મૈત્રી, કારુણ્ય, પ્રમોદ અને માધ્યસ્થ ભાવના વસેલી છે તેઓ શુભ કર્મ બાંધે છે, પણ જેઓનાં મન આર્ત તથા રૌદ્ર ધ્યાન અને વિષય કષાયથી રંગાયેલાં છે તેઓ અશુભ કર્મ બાંધે છે. પુણ્ય અને પાપ કેવી રીતે બંધાય છે અને કેવી રીતે ભોગવાય છે, તેનું સવિસ્તર સ્વરૂપ નવતત્ત્વથી શ્રવણ કરવું. જેથી કર્મબંધ થાય તેવી સરાગ પ્રવૃત્તિને 'આશ્રવ' કહેવામાં આવે છે; જેમાં કર્મના ફળ ઉપર મમતા રહેલી છે તેવા કાર્યથી નવાં કર્મ ખૂબ બંધાય છે; માટે આશ્રવનો ત્યાગ કરી નિષ્કામવૃત્તિથી કાર્ય કરવાં.

## (૮) સંવર ભાવના.

આશ્રવને રોકવું તે સંવર. જેથી નવાં કર્મ બંધાય તેવાં કાર્યોનો રોધ કરવો તેને 'સંવર' કહે. સમ્યગજ્ઞાનથી મિથ્યાત્વનો નાશ કરવો, વિરતિથી અવિરતિનો રોધ કરવો, ક્ષમાથી ક્રોધને, નમ્રતાથી માનને, સરલતાથી માયાને, અને સંતોષથી લોભને, આ રીતે કષાયોને જીતવા; અને મન, વચન અને કાયાના શુભયોગોથી અશુભયોગ ઉપર જય મેળવવો, તે 'સંવર' કહેવાય. તે સંવર સર્વ થકી અને દેશ થકી હોય છે. સર્વ પ્રકારે સંવર તો ચૌદમા ગુણસ્થાનકમાં બિરાજતા 'અયોગી કેવળી' ને હોય, અને દેશથકી સંવર એક બે ત્રણ પ્રકારના આશ્રવના રોકનારને પણ સંભવી શકે. વળી સંવરના બે ભેદ છે. દ્રવ્ય સંવર અને ભાવ સંવર. આશ્રવને રોકીને જે પુદ્ગલો જીવને લાગતાં હોય તેને ન લાગવા દેવાં, અથવા તેમનો

છેદ કરવો તે 'દ્રવ્ય સંવર' કહેવાય, અને ભવના કારણ રૂપ આત્માની જે અશુદ્ધ પરિણતિ હેને ટાળી સ્વસ્વભાવમાં રમણ કરવું, તે 'ભાવસંવર' કહેવાય.

## (૯) નિર્જરા ભાવના.

સંવર અને નિર્જરામાં આ એક મુખ્ય ભેદ છે; બંધાતાં નવાં કર્મને રોકવાં તે 'સંવર' અને પૂર્વે બાંધેલાં કર્મદળીને તપ વગેરેથી વિખેરી નાંખવાં તે 'નિર્જરા.' નિર્જરાના બે પ્રકાર છેઃ એક **સકામ** નિર્જરા અને બીજી **અકામ** નિર્જરા. તપના જે બાર પ્રકાર કહ્યા છે, તે બાર રીતે સકામ નિર્જરા થાય છે. જે લોકોએ વિરતિ ગ્રહણ કરી છે, તેઓ જ આ રીતે કર્મની નિર્જરા કરવા તત્પર થાય છે; અને અકામ નિર્જરા તો વિરતિ ભાવ વિના નિષ્કારણ ટાઢ, તડકો, ક્ષુધા વગેરે સહન કરવાથી થાય છે. માટે કષાયની મંદતા કરી તપ કરવા, તો તે જ લાભકારી છે; બાકી ઈચ્છાના રોધ રૂપ સત્ય તપ વિના ઝાઝો લાભ થતો નથી. એવી રીતે નિર્જરાનું સ્વરૂપ વિચારવું અને યથાશક્તિ બાહ્ય તથા અભ્યંતર તપ કરવો.

## (૧૦) લોક સ્વભાવ.

પોતાના બે હાથ પોતાની કેડ ઉપર મુક્યા હોય, અને પોતાના બે પગ વાંકા પસાર્યા હોય, તેવા માણસને હ્મારી નજર આગળ કલ્પો, એટલે હ્મને ચૌદ રાજલોકનું કેવું સ્વરૂપ હશે હેની ઝાંખી થશે. લોકને વિષે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાળ અને જીવ રૂપ ષટ્ દ્રવ્ય આવી રહેલાં છે. જેમ માછલાને હાલવા ચાલવાની ગતિમા જળ સહાય કરે છે, તેમ ચાલવાને તત્પર થયેલા માણસને ચાલવાના કામમાં સહાય કરનાર

તત્ત્વ 'ધર્માસ્તિકાય' કહેવાય છે. માણસને સ્થિર બેસવામાં અને દરેક વસ્તુને સ્થિરતા આપવામાં સહાય કરનાર તત્ત્વ 'અધર્માસ્તિકાય' કહેવાય છે. અવકાશ આપવો તે 'આકાશાસ્તિકાય'નો સ્વભાવ છે. આપણે દુધથી ભરેલા લોટામાં નવટાંક યા પાશેર ખાંડ નાંખીએ છીએ, છતાં લોટામાંથી દુધ બહાર નીકળી જતું નથી, કારણ કે દુધના પરમાણુઓની વચ્ચે વચ્ચે જગ્યા રહેલી છે, આ જગ્યામાં આકાશ રહેલું છે. ચેતના લક્ષણવાળો, કર્મનો કર્તા, કર્મનો ભોક્તા 'જીવ' કહેવાય છે, પૃથ્વી, વાદળાં, પર્વત સઘળાં જેના પરિણામ રૂપે છે તે દ્રવ્ય 'પુદ્‌ગલાસ્તિકાય' કહેવાય છે. તેનો સ્વભાવ ભરાઇ જવાનો અને ફસવાઇ જવાનો છે. દરેક વસ્તુને ક્ષણે ક્ષણે બદલનાર, નવીનને જુનું કરનાર અને સમયથી મપાનાર 'કાળ' કહેવાય છે. આવી રીતે છ દ્રવ્ય જેમાં રહેલાં છે, એવા તે ઉર્ધ્વ, અધસ્ અને મધ્ય તીર્છા લોક રૂપ ત્રણ લોકનું સ્વરૂપ વિચારવું તે 'લોકસ્વભાવ' ભાવના જાણવી.

## ( ૧૧ ) ધર્મ ભાવના.

આ સંસારમાં રઝળતા—અજ્ઞાનથી ભવભ્રમણ કરતા પ્રાણિઓ તરફ દયાદૃષ્ટિથી, તેમને તારવાની બુદ્ધિથી સદ્‌જ્ઞાન શિખવનાર સર્વજ્ઞ છે એમ વિચારવું. કેવળજ્ઞાનથી તેમણે સર્વ સ્વરૂપ જોયું અને પરોપકાર બુદ્ધિથી તે જ્ઞાન જગતના હિતાર્થે લોકોને ઉપદેશ્યું તે મહાકૃપાળુ તીર્થંકર મહારાજ છે: અને તેઓએ નિઃસ્વાર્થ બુદ્ધિથી અને કેવળજ્ઞાનથી ઉપદેશ કરેલો છે, માટે તે સત્ય હોવો જ જોઇએ. તેમની વાણી અતિ ઉત્તમ અને શ્રોતાજનોને લાભકારી છે. સોળ-ત્રીશ માઇલના ક્ષેત્રમાં વગર દુભાષીએ પણ તે વાણીનો એક શબ્દ

પડી જવાથી ત્હેને અત્યંત લાભ થયો હતો; તો પછી લક્ષપૂર્વક ત્હેનું શ્રવણ કે વાંચન કરી મનન બાદ તદનુસાર વર્તન કરનારનું કલ્યાણ થાય એમાં તો આશ્ચર્ય જ શું? સર્વજ્ઞ ભગવાને દશવિધિ યતિ ધર્મ અને બાર વ્રત રૂપ શ્રાવક ધર્મનો ઉપદેશ કર્યો છે; માટે શ્રાવકે બાર વ્રત પાળવાં અને સાધુએ દશવિધ યતિધર્મ પાળવો. આ રીતે **ધર્મ** તથા **ધર્મનો ઉપદેશ કરનાર સર્વજ્ઞ** સંબંધી વિચાર કરવો તે અગીઆરમી 'ધર્મ ભાવના.'

## (૧૨) બોધિ દુર્લભ ભાવના.

ઘણા ઘણા જન્મો કર્યા પછી આપણે આવી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી છે. મનુષ્ય ભવ પ્રાપ્ત થાય, પાંચે ઇન્દ્રિયો સંપૂર્ણ હોય, ધર્મ શ્રવણ કરવાની ઇચ્છા હોય, સાંભળવાનો લાગ હોય, વગેરે સર્વ સામગ્રીઓ હોય તો પણ ઉત્કૃષ્ટ વિશુદ્ધતાને બતાવનારી, કર્મરૂપ મેલને દૂર કરનારી અને સર્વજ્ઞ ભગવાને પ્રરૂપેલી સદ્ વાણીમાં શ્રદ્ધા થવી તે પ્રાયઃ દુર્લભ છે. સદ્‌ને સદ્ તરીકે ઓળખવું, અને અસદ્‌ને અસદ્ તરીકે જાણવું એ કામ સહેલું નથી. ગુરૂકૃપાથી અને મહાપુણ્યના ઉદયથી તે થઈ શકે છે. કારણ કે એકવાર પણ માણસને સદ્ અસદ્‌નું વિવેકપૂર્વક ખરૂં જ્ઞાન થાય તો ફરીથી તેનો તે માણસ રહે નહિ, ત્હેના આચાર વિચાર તદ્દન બદલાઇ જાય. સંસારવ્યવહારમાં ભલેને તે ફરીને ગુંથાય, પણ કાંઇ ઓર પ્રકારની ઉદાસીનતા ત્હેના કાર્યમાં જણાશે.

* *
*

આ રીતે બાર ભાવનાઓ છે. જેમ સારા ઔષધથી પિત્તાદિ રોગનો નાશ થાય છે અથવા જેમ પ્રચંડ પવનથી વાદળસમૂહ

વીતરાગ જાય છે તેમ, આ બાર ભાવનાથી રાગદ્વેષ—મોહ રૂપ મળ નાશ પામે છે; કારણ કે ભાવનાઓ અને રાગદ્વેષને શત્રુપણું છે।

આવી રીતે ભાવનાઓથી રાગદ્વેષનો ક્ષય થાય છે; પણ તેથી શું ? રાગાદિનો ક્ષય થયે મોક્ષની પ્રાપ્તિ થાય છે. જ્યારે સર્વ પદાર્થો પ્રતિ રાગનો નાશ થાય છે અને સર્વ પ્રાણી પ્રત્યે દ્વેષનો નાશ થાય છે ત્યારે તે જીવ સર્વ પ્રાણી **સમભાવ** વાળો થાય છે, સર્વનું હિત કરવા તત્પર બને છે અને સકળ વસુધાને કુટુંબ તુલ્ય માનનાર ઉદારચરિત્ બને છે. હેનું મન શાન્ત અને નિશ્ચળ બને છે. આત્મજ્યોતિ હેના મન રૂપ શાન્ત સરોવરની સપાટી પર પ્રકાશે છે; અને સકળ લોકાલોકના પદાર્થો જેનાથી જોઈ શકાય તેવું કેવળજ્ઞાન અને કેવળદર્શન હેને પ્રાપ્ત થાય છે.-પ્રાપ્ત થતું નથી પણ હેનામાં ગુપ્ત હતું તે પ્રકટ થાય છે. મન અને શરીર સંબંધી સર્વ દુઃખનો નાશ થાય છે, ત્રિવિધ તાપ ટળી જાય છે અને અસાધારણ આનંદ રૂપ મોક્ષસ્થિતિ પ્રાપ્ત થાય છે, કે જે સ્થિતિનું વર્ણન શબ્દોદ્વારા કરી થઈ શકતું જ નથી; કારણ કે દુનીઆની વાણીમાં તે આનંદ દશાને દર્શાવવાના શબ્દો જ નથી.



આ પુસ્તકના પૃષ્ઠ ૨૩૩ માં "શ્રીસીમન્ધર સ્વામીને ૯ મો પત્ર" પ્રકટ કરવામાં આવ્યો છે તે પત્ર પહોંચાડવા માટે ખાસ [illegible]

# પર્યુષણ અને આપણાં કર્તવ્યો.

પ્રત્યેક ધર્મમાં ત્હેના અનુયાયીઓ માટે, સાથે મળીને પ્રાર્થના કરવા સારૂ, ભાષણ અગર વ્યાખ્યાન દ્વારા ઉપદેશ સાંભળવા સારૂ, અથવા ધર્મની જૂદી જૂદી ક્રિયાઓ કરવા સારૂ, અમુક દિવસો નિર્માણ કરેલા હોય છે. આ દિવસોમાં તે ધર્મના અનુયાયીઓ એક સ્થળ કે જેને મંદિર, દેવળ, મઠ, ધર્મસ્થાનક કે ઉપાશ્રય કહે છે, ત્યહાં જાય છે અને **ભક્તિ** પ્રેરનારી ધર્મક્રિયાઓ કરે છે. આ ક્રિયાઓ કરનારાઓ પૈકી કેટલાક સમજીને કરનારા હોય છે, જ્યહારે બાકીના એકએકની પાછળ ચાલનારાં ઘેટાં હોય છે. આ વસ્તુસ્થિતિ આજ કોઇ અમુક પંથમાં જ દેખવામાં આવે છે તેમ નથી, પણ પ્રત્યેક ધર્મમાં આ પ્રમાણે જોવામાં આવે છે અને જૈનો કાંઈ મુખ્ય નિયમને અપવાદરૂપ નથી.

### ધર્મક્રિયાનો ઉદ્દેશ.

આપણી ધાર્મિક ક્રિયાઓ વડે પવિત્ર થઇને માનસિક **ભક્તિ** કરવાના દિવસોને 'પર્યુષણ' કહેવામાં આવે છે; અને આવા દિવસોની સંખ્યા આઠ જેટલી હોય છે, તે કાંઇ કોઇને સમજાવવાની જરૂર નથી. આ ક્રિયામાં **આનંદથી** ભાગ લેનારાની સંખ્યા મુઠીભર હોય છે અને ત્હેનું કારણ માત્ર આ ક્રિયાઓના **ઉદ્દેશ**ની અજ્ઞાનતા એજ છે. એ અજ્ઞાનતાને સબબે કેટલાકો તો આ દિવસોને વેઠ રૂપ ગણે છે અને વ્યાપારમાં આડખીલરૂપ લેખે છે। કેટલાકો આ દિવસોને નવરા માણસને દિવસ ગાળવાનું સાધન ગણે છે, જ્યહારે 'સુધરેલા'નું

શાસ્ત્ર પણ તદ્દન જુદું જ છે। સ્વામી વિવેકાનંદ કહે છે તેમ, આ લોકો ધર્મને Scent (સેન્ટ–સુગંધી) તરીકે ગણે છે અને જેમ તેઓ દુનીયાની બીજી બધી વ્યવહારની સાંકળથી જોડાવાનું મોજ ખાતર પસંદ કરે છે તેમ ધર્મને પણ સુગંધી ગણી મોજ ખાતર કે દેખાવ કરવા ખાતર ( અમુક ધર્મના અનુગામી તરીકે ખપવા ખાતર) માનતા જણાય છે. કેટલાકો મોજ મઝાહમાં આ દિવસો વ્યતીત કરે છે, જ્યારે કેટલાકો જુગાર રમવામાં હેનો ઉપયોગ કરે છે। પરન્તુ આ બધાને જતા કરી આપણે કયાં કર્તવ્યો કરવાનાં છે હેનો જ અહિં વિચાર કરીશું.

જે જે સ્થળે સાધુ વગેરે બિરાજતા હોય તે સ્થળના શ્રાવકો વ્યાખ્યાન સાંભળવા ભાગ્યશાળી થઈ શકે છે, અને બાહ્ય વ્યાપારોથી મનને મુક્ત કરી આંતર દૃષ્ટિ કરવા નવરા થાય છે. અને જે જે સ્થળે આવા મુદ્દો નથી હોતા તે તે સ્થળે માણસોના દિવસ મ્હોટે ભાગે નિષ્ફળ જાય છે. આ સ્થળે કહેવું જોઈએ કે, એક જ ગામમાં ચાર સ્થાનક હોય તો ચારે સ્થળે જુદા જુદા ટોળાના બબ્બે ત્રણ ત્રણ સાધુઓ મુકવા ગચ્છાધિપતિઓ મહેરબાની કરે છે, અને ગામડા ગામમાં જ્યહાં શ્રાવકો અજ્ઞાન છતાં પ્રેમી હોય છે ત્યહાં સાધુઓનો દુકાળ રાખવાનું યોગ્ય ધારે છે। આ નિયમ લેશ માત્ર ઇચ્છવા-યોગ્ય નથી. આમ કરવાનું કારણ મ્હોટે ભાગે એ હોય છે કે, સાધુઓએ પોતપોતાના ક્ષેત્રો—વાડા બાંધી લીધેલા હોય છે અને તે કુંડાળા (circle) માંથી ખસવાને હેમનું મન ના પાડે છે; કારણ કે ખાનપાન અને માનપાન તો માત્ર પોતાના કુંડાળાના શ્રાવક શ્રાવિકાઓમાં જ મળે। ગુજરાતના કેટલા સાધુઓ મારવાડમાં અને

દક્ષિણમાં છે ? અને મારવાડના સાધુનો કેટલો ભાગ બીજે સ્થળે છે ? અનાર્ય ક્ષેત્રોમાં અનેક કષ્ટ સહીને વિચરનાર શ્રી મહાવીર પિતાના આ સાધુઓ ખરા પૌત્ર ગણાય કે કેમ તે એક સવાલ છે. ગચ્છાધિપતિઓ આ સંબંધમાં વિચાર કરવા કૃપા કરશે અને જે સાધુઓ પોતાની આજ્ઞામાં રહેવા ન ઇચ્છતા હોય ત્હેમને યોગ્ય નસીઅત પહોંચાડવા મહેરબાની કરશે તો જૈનો તેમજ જન સમુદાય પર મ્હોટો આભાર થયો ગણાશે.

## ધર્મક્રિયાઓ કેવી રીતે કરવી ?

પર્યુષણ પર્વમાં પ્રભાતે ઉઠી દેહશુદ્ધિ વગેરેથી ફારક થઇ ઉપાશ્રયમાં જવા પહેલાં, પ્રત્યેક જૈને (જૈન એટલે સ્વાર્થપર જય મેળવવા ઇચ્છતા મનુષ્યે) અર્ધો કલાક એક આસને બેશી પ્રથમ દશ પંદર દીર્ઘ શ્વાસપ્રશ્વાસ લઇ ધ્યાન ધરવું એટલે કે પોતાની ચોતરફ અત્યંત સામર્થ્યવાન એવા શ્રી સીમંધર સ્વામી બીરાજી રહ્યા છે અને તેઓ પોતાની દરેક ક્રિયા અને મનને સાવધાનપણે જોયાં કરે છે એમ કલ્પવું. આ વખતે પાપી મનુષ્યોનાં હૃદય હમેશાં ડંખે છે અને પોતાના પાપનો પસ્તાવો કરવાનું ત્હેમને મન થાય છે અને તે સાથે ફરીથી પાપ કરવાની ઇચ્છા કેટલેક દરજ્જે નિવૃત્ત થાય છે. ભગવાનનાં જ્ઞાન-દર્શન-ચારિત્ર વગેરેનો અત્યંત શાંતતાથી વિચાર કરવો અને ત્હેમનાથી કોઇ પણ ચીજ ગુપ્ત નથી તેનો લાંબો વખત વિચાર કર્યા કરવો અને તે પછી આખા દિવસમાં કોઇ પણ ક્રિયા કરતી વખતે મનમાં પહેલવહેલો વિચાર કરવો જે આ ક્રિયા 'મહાન ગુરૂ'ને પસંદ પડશે કે કેમ ?

આ ધ્યાનથી અને વારંવાર કરાતા વિચારથી આપણે 'શિષ્ય માર્ગ'ની યોગ્યતા સંપાદન કરીએ છીએ અને આપણી રક્ષા કરનાર

શ્રી સીમંધર સ્વામી હયાત છે એ શ્રદ્ધા આપણામાં નવું ચેતન વર્ત્તાવે છે. હાલના ઘણાખરા સાધુઓ તે પણ આ 'શિષ્ય માર્ગ'ના માત્ર નવાસવા વટેમાર્ગુ છે. આ ક્રિયા સમાપ્ત થયા પછી પ્રત્યેક પોત-પોતાને પ્રાપ્ત અતિ જરૂરી સંસારવ્યવહારમાં થોડો સમય ગાળવાની જરૂર હોય તો તેમ કરીને ઉપાશ્રયે જવું. જે સ્ત્રીઓને પોતાનાં ન્હાનાં બાળકોની દરકાર કરવાની હોય છે ત્હેમણે જો તે બાળકો ઉપાશ્રયમાં ગરબડ મચાવી કે તેમ ન હોય તોજ બેસવું, નહિ તો દર્શન કરી તરતજ પાછા ફરવું એ સર્વના હિતાર્થે જરૂરનું છે.

## વ્રત આદરવાની અનુકૂલતાનો વિચાર.

જે જે લોકોને ઉપવાસ વગેરે જે જે વ્રત કરવાની યોગ્યતા અને અનુકૂળતા હોય ત્હેમણેજ માત્ર તે વ્રત અંગીકાર કરવું; પણ જેમનાથી તે વ્રત બનવું તદ્દન અસંભવિત હોય ત્હેમણે તે વ્રત આદરતાં પ્હેલાં પૂરતો વિચાર કરવો. એક જ દિવસ શીલ વ્રતનું પાલન કરનારને શ્રી તીર્થંકરે ૭ માસના ઉપવાસ જેટલું કલ્યાણ કહેલું છે. બાળકો, જેમનાં શરીરો ટેવાયાં ન હોય તેવા જુવાનો, અશક્ત ક્ષીણ થઇ ગયાં છે શરીર જેમનાં એવા વૃદ્ધો, ગર્ભવંતી સ્ત્રીઓ અને જે સ્ત્રીઓના ઉપર બાળકના જીવનનો આધાર રહે છે તેવી સ્ત્રીઓએ ઉપવાસ વ્રત કરવા જરૂર નથી.

## એક અનાચાર.

મેં ઘણાએક દાખલા જોયા છે કે જેમાં ધર્મપ્રેમી નહિ પણ ધર્મઘેલા સાધુ—સાધ્વીઓ (જો કે ત્હેમનામાં સાધુતા રહી છે કે કેમ ત્હેનો મને નિશ્ચય થયો નથી), ગર્ભવંતી સ્ત્રીઓ જેમને આઠ આઠ માસ થયા હોય તેને વખતે સાધુને વ્હોરાવવાની પણ અયોગ્યતા

ગણાય છે છતાં ) તેવી સ્ત્રીઓને ઉપવાસનાં પ્રત્યાખ્યાન કરાવે છે ! અને ન્હાનાં બાળકોને પોષધ કરાવે છે ! સાધુઓ અને શ્રાવકો જો આ સવાલ ઉપર વિચાર કરશે તો પોતાની ઘેલછાનું ભાન આપોઆપ થશે, અને કીડી બચાવવાનો ફાંકો રાખનારાઓ આ પ્રથા બાળક જેવા એક કુમળા ફુલપર કેટલો મ્હોટો કારમી ઘા કરે છે ત્હેનું ત્હેમને ભાન થશે. કદાચ કોઇ લાગણીવાળો સખસ આ બાબત કોઇ સાધુને અરજ પણ કરે તો ત્હેને નાસ્તિકતાની પુંછડી વળગાડીજ છે ! સાધુ વર્ગને જણાવવાની જરૂર નથી કે 'ગૃહસ્થાશ્રમ' અને 'સાધુ આશ્રમ' એ બન્ને જૂદા જૂદા ધર્મ છે. ઉપવાસ કરનારનેજ માત્ર 'આસ્તીક' કહેવાનું જેમના શબ્દકોષમાં હોય ત્હેમણે કૃપા કરીને તે કોષ પોતાના સાંકડા પેટમાંજ પડી રહેવા દેવો; તે શબ્દ-કોષને બહાર તેજમાં લાવશો તો ત્હેમાંથી કોઇ જૂદીજ જાતના તેજનો ભભુકો નીકળી ઉઠશે !

## વ્યાખ્યાન.

સાધુ વર્ગે વ્યાખ્યાન શરૂ કરવા પહેલાં જ પ્રત્યાખ્યાન આપી દેવાં જોઇએ અને વ્યાખ્યાન શરૂ કર્યા પછી લેશ માત્ર ગરબડ ન થાય ત્હેની સંભાળ ગૃહસ્થો રાખશે. વ્યાખ્યાનની અંદર ઉઠી-ઉઠીને સવાલો પૂછવાની ટેવ આ ન્યાયે બીલકુલ સહન કરવા યોગ્ય નથી; કારણકે પાટ આગળ બેસવાનો ઇજારો રાખનારાની આ કાંઇ 'કલાસ' નથી, કે જેથી સવાલ-જવાબથી કોઇને પક્કા કરવાની જરૂર પડે ! પર્યુષણમાં તો ઘણે ભાગે એવા માણસો વિશેષ આવે છે કે જેમને આખા વર્ષમાં વ્યાખ્યાન સાંભળવાનો પ્રસંગ નથી મળ્યો હોતો. વ્યાખ્યાનમાં સાધુઓ આડીઅવળી દેશકથા, રાજકથા કે સ્ત્રી-

કયા પડતો મુકી ( રાસ વગેરે વાંચના મોકુફ રાખી ) સૂત્રો અને તેમનાં ગુપ્ત રહસ્યો અને તેઓ શા શા ઉદ્દેશથી કહેવામાં આવ્યાં છે અને તે કયા કયા સંજોગોમાં કહેવામાં આવ્યાં છે તે બધું વિસ્તારથી જણાવવાની કૃપા કરે તો ઘણો ઉપકાર થાય. આ જમાનો આવુંજ જ્ઞાન માગે છે. 'રાસ'ના શોખીન સ્ત્રીપુરુષોથી દેશનો ઉદય કે આત્માનું કલ્યાણ થવું અસંભવિત છે. જો કદી સાધુઓથી આ બધું સમજાવવાનું સહેલાઇથી ન બની શકે તો છેવટે બે દિવસ દાન ઉપર, બે દિવસ શિયળ ઉપર, બે દિવસ અભ્યંતર તપ ઉપર અને બે દિવસ ભાવના ઉપર બોલશે તો આ જ્ઞાન બીજા બધા જ્ઞાન કરતાં ઘણું વધારે ઉપયોગી થઈ પડશે. વચમાં વચમાં જુગારના અવગુણ, અન્યાયથી રળાતા દ્રવ્યમાં રહેલું જોખમ વગેરે અતિ જરૂરી વિષયો ઉપર પણ બોલવાની છૂટ લેવી જોઇએ.

## જુગાર.

પર્યુષણના બધા ગુણો જ છતાં લોકોની મૂર્ખતાને લીધે એક દુર્ગુણ પણ તેમાં મિશ્રીત થએલો જોવામાં આવે છે, અને તે દુર્ગુણ 'જુગાર' છે, કે જે અત્યંત ભયંકર છે. ઘરના પૈસા ખોવા, વખત ગુમાવવો, મારામારી કરવી અને વખતે પોલીસના હાથમાં પકડાઇને ઇજ્જત ગુમાવવી, કદાચિત્ હારી જવાથી ચોરી જેવા કુકર્મ કરવામાં ઉતરી પડવું અને ક્વચિત્ મ્હોટી હાર થાય તો ઝેર પણ ખાવું પડે !

જુગારીના સ્ત્રી કોઇ દિવસ સુખી જોવામાં આવતી નથી અને જુગારીની પાસે કોઈ દિવસ દ્રવ્યનો ઢગલો પણ આવી પડતો નથી. મહેનત કર્યા સિવાય પૈસા મેળવવા ઇચ્છનાર સખસોના હાડકાં

ભાગેલાં થઇ જાય છે. જુગારીને પૈસા ન હોય ત્યહારે સ્ત્રીનાં ઘરાણું પણ વેચી ખાવાં પડે છે. ઘરની પણ તેની વ્યવસ્થા કરવી પડે છે અને બેચેની તો હમેશની સખી બની રહે છે. અફસોસની વાત છે કે, આ પર્યુષણમાં અમારા સાધુઓના ગાડેગાડાં ભરાય તેમ હોવા છતાં અને સૂત્રોના ઢગલે ઢગલા ભરાય તેમ હોવા છતાં આ સત્યાનાશ વાળનાર દુર્ગુણ ઉલટો વધતો જાય છે। અને તે છતાં વળી શ્રાવકો કંકોત્રીઓમાં " અત્રે ચોથો આરો વરતાઈ રહ્યો છે ! " એવું એવું આંખો મીચીને ચીતર્યા જ જાય છે ! મુનિરાજો ! હવે જરા સિંહગર્જના કરી કહી દો કે, જે સુધરેલાઓની ગીતા ગાવામાં ત્હમે આનંદ માનો છો તેઓ મિથ્યાત્વી છે કે ત્હમારા ભક્તો ? સુધરેલાઓને તો બીડી સરખું વ્યસન પણ ભાગ્યેજ હોય છે અને તેઓ સત્ય શોધવાને અને ગ્રહણ કરવાને તત્પર હોય છે; એટલે તેઓની સમજમાં જે કાંઇ આવે તે તે તેઓ તરતજ અમલમાં મુકે છે. બે સામાયિકો કરી ઉપાશ્રયના જ ઓટલે જુગાર રમવાનું પસંદ તેઓ નહિ કરે ! જુઓ ગુરૂદેવો ! ત્હમારા બોધનો કાંઈ પણ અંશ ત્હમારા ચુસ્ત ભક્તોને અસર કરી શક્યો હોય તો તે એ જ છે કે તેઓ ત્હમારા શત્રુ તુલ્ય જુગારને ત્હમારા ઓટલા ઉપરજ અને ત્હમારા સંમુખ જ સત્કાર આપે છે !

**હજીએ,** ઉપવાસનાં પચ્ચખાણ કરાવવા જેટલો પુરૂષાર્થ **આમાં** અજમાવી શકશો કે ?

## દાનનો દુષ્કાળ.

'દાન' કે જે ગૃહસ્થ માર્ગની પ્હેલી લાયકાત છે તે સંબંધમાં દીલ પીગળાવી નાખે તેવાં વ્યાખ્યાન આપનારા મ્હેં હજુ કોઇ સાધુ

**રસ્તો કેળવણીનો પ્રચાર જ છે.** આપણા મહાવીર દાદાએ ઓછું દાન કર્યું નથી. ત્હેમની વૃત્તિ આપણા જેવી સાંકડી ન હતી. તે વીર-પુરૂષના વરશી દાનનો દેખાવ ત્હમારી કલ્પનામાં ચીતરશો તો ત્હમને જણાશે કે તે જ્યહાં હશે ત્યહાંથી ત્હમારા હૃદયની કંજુસતા ઉપર દયાની દૃષ્ટિ જ નાખે છે. તે મહાપુરૂષના નામને ગજાવવું હોય તો ત્હમારી કોમને જીવતી રાખવાના અને ઉજળી બનાવવાના હર-કોઇ કામમાં 'દાન' કરાવવા તૈયાર થાઓ, તૈયાર થાઓ !

આ પર્યુષણમાં ત્હમારાથી એક પણ યાદ રાખવા જેવું કામ ન બને તો, હે શ્રાવકો ! ત્હમે સાધુ પાસે જન્મથી વ્યાખ્યાન સાંભળ્યા કરો છો ત્હેની સાર્થકતા શું ? અને સાધુઓ ! ત્હમારામાં 'સાધુતા' શાની ? શું ધનને દાટી મુકવાનો આ જમાનો છે ? ધન તે શું સ્વાર્થ સાધવા માટે છે ? 'દાન' અને 'જ્ઞાન' એ બે જો સ્વાર્થ સાધવાના રસ્તા હતે તો 'મહાવીર'નું નામ અત્યારે વર્ષોના ખાડામાં પુરાઇ ગયું હોત. હે પિતા ! ત્હારી જ્ઞાન શકિતનું એક કીરણ અમ બાળકો તરફ મોકલ. અમારા શ્રીમંતો દાનનું નામ જ સાંભળતાં બડકાં નાખે છે—'દાન'નું કહેતાં તેઓના કાનમાં ઝેર રેડાય છે—કોઇ સભામાં ત્હેમને બોલાવવામાં આવે તો કૃત્રીમ મંદવાડ ધારણ કરતાં પણ ત્હેમને શરમ નથી આવતી—એવા અમારા ભાઇઓને તું કૃપા કરી સદ્બુદ્ધિ આપ કે જેથી અમે સઘળા જૈનો ઉજળા થવાનો વખત પામીએ અને અમે ઉજળા થઇને જગત માત્રની સેવા કરીએ. ફરી ફરી વિનવવાની જરૂર છે કે હે શ્રીમંતો ! દાન કરશો તો આવતા ભવમાં સુખ ભોગ પામશો અને નહિ તો ત્હમારા દાદાઓને મરતી વખતે કોઇએ રૂપીઆના ગાંસડા બંધાવ્યા ન્હોતા ! જે કુટુંબના માણસો વાસ્તે ત્હમે

રાત્રિદિન મજુરીઆની પેઠે મહેનત કરો છો તે પણ તમારાં સોબતી થવાના નથી અને કાળ જતાં તમારા દાદાઓનાં નામ તમને જેમ યાદ નથી તેમ તમારૂં નામ પણ ભુંસાઈજ જશે. અને કોણ જાણે છે કે તમે એકઠું કરેલું દ્રવ્ય છોકરા તમારા સાપ થવાની વાટ જોઈને રાખી મુકશે ? બાપના એકઠા કરેલા પૈસા તેમના છોકરાઓએ ઘણી વખત રંડીબાજીમાં ઉડાવી નાંખ્યા છે. માટે 'હાથે તે સાથે' એવો વિચાર કરી દાનમાં જરૂર પ્રવૃત્ત થાઓ ! જે માણસના પૈસા પોતાના શરીરના ઉપયોગમાં આવ્યા નહિ, જે માણસથી પૈસા છતાં પણ નિરાંતે બેસી શકાયું નહિ, જે માણસના પૈસા સગાંવ્હાલાં અને ન્યાતજાતના ઉપયોગમાં આવ્યા નહિ તે માણસના પૈસા, પૈસા નહિ પણ કાંકરાજ સમજવા. મુસલમાનના શાસ્ત્રમાં બહુંજ કહ્યું છે કે, "એક માણસ પોતે જમીને પોતાના મહેલમાં જઈને પેટપર હાથ ફેરવી હિંડોળા ખાટપર બેસી ખુશી થાય છે પણ પાસેના ઘરવાળાને ખાવાનો ટુકડો ન મળવાથી હેરાન થતો હોય તેની દરકાર સરખી પણ ન કરે તો પોતે ખાધેલું અન્ન તે માંસ બરાબર ગણવું અને પોતે પીધેલું જળ અને દુધ તે શરાબ સમાન ગણવું." અરેરે આ હિસાબે કેટલા જૈનો માંસાહારી અને દારૂડીઆ બન્યા એનો કાંઇ વિચાર કરો, કાંઇક વિચાર કરો, બાપુ કાંઇક વિચાર કરો. ગમે તેમ કરી શ્રીમંતોને પૈસા ખર્ચે તેવા બનાવો. અમદાવાદના આનંદના દયાળુ રિફાર્મર 'જનાબ સાહેબ ઉમાભાઈ' તરફ જરા નજર કરો; પૈસા પુષ્કળ પૈસા છતાં અને ચારે તરફથી સુખ હોવા છતાં જનકલ્યાણ પાછળ કેટલી બધી મ્હેનત લે છે અને કેટલો બધો સ્વાર્થભોગ આપે છે ! મ્હારા ધારવા પ્રમાણે દાર્શનિક મતની 'ત્યાગી'ની વ્યાખ્યા પ્રમાણે આ મહાન નર ખરેખર 'ત્યાગી' છે. આવો એક પણ

દાખલો આટલી મ્હોટી જૈન કોમમાંથી કોઇ બતાવી શકશે ? ક્યહાંથી લાવે ? સાહેબો ! જૈન કુટુંબમાં અવતર્યા એટલેથી જ કાંઇ જૈન થવાતું નથી, અને ધોળો ભેખ ધાર્યે કાંઇ 'સાધુ' થવાતું નથી.

'દેહ રખો' કે 'ઘરરખો' ધર્મ હવે અમને જૈનોને કે આ દેશને વધારેવાર જોઇતો નથી. શ્રાવકો ! આત્મબંધુઓ ! 'ઘર બાળે જ **તીર્થ** થાય છે' એ કહેવતનું રહસ્ય બરાબર સમજજો. ગૃહસ્થધર્મનું પ્હેલું લક્ષણ જ એ છે. મહાત્માઓ ! આપે પણ આ વિષયમાં આપને પ્રાપ્ત ઉપદેશ–ફરજ બજાવવા ચૂકવું જોઇતું નથી. અને આપના બોધ દેવાના અભાવે અમારામાં ગરમી ન થાય--તેજ ન આવે તો ત્હેનું પાપ કોના માથે તે શું સમજાવવું પડશે કે ? ઘરમાં ચાલતા દરેક અંધેરનો જવાબદાર ઘરનો માલીક જ ગણાય છે કે બીજો કોઇ ?

## બ્રહ્મચર્ય.

પર્યુષણના આઠ દિવસ તો અખંડ બ્રહ્મચર્ય પાળવા દરેક સાચો જૈન બંધાયલો જ છે, એવું દરેકને ભાન હોવું જોઇએ. તપસ્યા થવી ન થવી એ શારીરિક શક્તિ અને ધંધાના પ્રકાર પર આધાર રાખે છે; પરન્તુ બ્રહ્મચર્ય પાળવામાં તો કાંઇ હરકત નડે તેવા નથી, અને લાભ ઘણોજ છે. આઠ દિવસ લાગલાગટ બ્રહ્મચર્ય અને અલગ બીછાનાની ટેવ પાડવાથી માણસ ધીમેધીમે આખા વરસમાં મિતવ્યયી થતાં શીખશે અને તેથી જૈન સંતતી દુર્બળ થતી અટકશે. **સર્વ કોમો કરતાં ચીડીઆપણું અને સલાહ દેનારને પણ ગાળો દેવા જેટલું રીસાળપણું જૈનોમાં વધારે હોવાનું કારણ એ જ છે કે તેઓમાં બ્રહ્મચર્ય થોડું જ દે**

છે અને શરીર ઉલટું નિરોગી બને છે તથા મનોવિકાર દબાઇ જાય છે (**બળી** જાય નહિ;બળી જવાને માટે તો **જ્ઞાન**ની અગ્નિ જોઇએ.)

**ભાવના બળ અજમાવવા માટે સંવત્સરી પ્રતિક્રમણ.**

સંવત્સરી પ્રતિક્રમણ કે જે બાર માસમાં, જે કાંઇ ન કરવાનું કરાઈ ગયું હોય તે માટે તથા કરવાનું ન કરાયું હોય તે માટે ક્ષમા માગવાની ક્રિયા છે, ત્હેનો મુખ્ય આશય 'સંયુક્ત ભાવના બળ' ઉત્પન્ન કરવાનો છે. આખા હિંદના જૈનો એકજ દિવસે, એક જ વખતે પ્રાણીમાત્ર તરફની 'ક્ષમાપના'ની ભાવના ભાવે એથી સાર્વત્રીક પ્રેમની ધ્રુજરીઓ ઉત્પન્ન થઇ સર્વત્ર ફેલાય અને દુનીયામાં ભાઇચારાનાં આંદોલનો સર્વ મનુષ્યને થોડી યા વત્ત અસર કરે. જો સઘળા જૈનોની અગર ઘણાખરા જૈનોની આ ક્ષમાપના ખરા દીલની જ હોય તો તે **સંયુક્ત હોવાથી** એવાં આંદોલનો એટલાં તો સમર્થ થઇ પડે કે દુનીઆમાંથી કલેષી સ્વભાવ, ખુનો, હિંસા, ઇર્ષા, ચોરી વગેરે દુર્ગુણો ઘણે ભાગે અદૃશ્ય થવા પામે. જૈનવર્ગમાં આજે કોઇ **એક મુખ્ય** પુરૂષ નથી; જો તેવા કોઇ હોત તો 'વંદણા'ઓ બોલ્યા પછી જૈનોની દશા સુધારવા માટે--એમને ધર્મનું રહસ્ય આપવા માટે--એમને પવિત્ર બનાવવા માટે અમુક ભાવના તૈયાર કરત અને સર્વ જૈનો 'વંદણા' બોલ્યા પછી તે ભાવના ભાવે એવો ધારો કરત, જે સંયુક્ત પ્રાર્થના જરૂર સારી અસર ઉત્પન્ન કરત.

જૈન ભાઇઓ ! બાર માસનાં વેર ઝેર ખરા દીલથી ખમાવવાની આ સુંદર તક નકામી ગુમાવશો નહિ. મનનો મેલ જરૂર દૂર કરજો. પાપગાળું ખમાવવું કાંઇ કામ નહિ લાગે માટે **ખરા દીલથી** અને દુશ્મનને તો પ્રથમ જ ખમાવજો.

ભક્તિમાં કે જીવદયામાં ખર્ચવો એવી જાતની બાધાઓથી શરૂ કરીને પછી બ્રહ્મચર્ય સંબંધી, પછી તપ સંબંધી અને પછી જ સંથારા વગેરે (!) ની બાધાઓ અપાય એવો અનુક્રમ ઇચ્છવાયોગ્ય છે.

છેવટ.

મુનિ મહારાજો! આપ તો અમારા મુરબ્બી છો. બીજા સમુદાયમાં સાધુઓનું માન કેટલું બધું ઘટી ગયું છે અને ત્હેમને ખાવા પીવાના પણ કેટલા સાંસા પડે છે તે આપ જુઓ છો. આપના આચાર વિચાર કેટલા બધા શુદ્ધ છે તે અમે જાણીએ છીએ, પણ હજી વધારે સારા કરવા ઇચ્છીએ એ કાંઇ ગુન્હો ગણાય નહિ. આપણાથી હલકાનો નહિ પણ ઉચ્ચ પુરૂષોનો જ વાદ કરવો એ ઉત્તમ પુરૂષનું લક્ષણ છે. અમે કબુલ કરીશું કે આપે તો સંસારનો અને વ્યવહારનો ત્યાગ કર્યો છે પણ અમે તો માત્ર ત્યાગની વાતોજ કરીએ છીએ! આપનાથી બન્યું તે અમારાથી બને તેમ નથી (!) અમે તો આપના ચરણરજ દાસ છીએ. જે કાંઇ સખ્ત બોલી જઇએ અગર લખી જઇએ તે માત્ર અજ્ઞાન–અંધશ્રદ્ધા અને તામસી પ્રકૃતિના જોરને દેખવાથીજ બોલી જવાય છે. અમને શીખામણ આપનાર–રસ્તે દોરનાર જોઇએ છીએ, તે ત્હમારા વિના બીજું કોણ છે? માટે મહારાજો! અમને દોરો—ગૃહસ્થધર્મની ફરજો અમને બતાવો એટલે અમે ત્હમારી પાછળ આવીશું. ત્હમારી પ્રષદા (Class) માં હાજરી (Attendance) આપવામાં અમને વાંધો નહિ આવે. માટે મહાવીર સ્વામીને જ્યહાં હોય ત્યહાં ઢુંઢવા અને ત્હેમને દુનીઆંનાં પાપ અને અનાચાર ઓછાં કરવાની અરજ કરવા ચાલો આપણે પ્રયાસ કરીએ; તે દયાળુ પિતા જરૂર આપણી વ્હારે ધાશે.

21—8—11

મહાવીર જયન્તિ, દીવાળી, હોળી
વગેરે તહેવારોને લગતા વિષયો માટે
વાંચો
'જૈનસમાચાર ગદ્યાવળિ' ખંડ ૫-૬.

# જૈનસમાચાર—ગદ્યાવલિ.

## ખંડ ૧—૨ માં સમાવવામાં આવેલા વિષયો.



---

**કદ, કાગળ, છાપ, તમામ આ પુસ્તક માફક જ.**

**મૂલ્ય ૦—૮—૦**

**પરન્તુ 'જૈનહિતેચ્છુ'ના ગ્રાહકોને ૧૯૧૨ માં આ પુસ્તકની સાથે તે પણ ભેટ અપાય છે.**

* ખંડ ૧—૨ માં વિવિધ સમુહ મેળાવડા સંબંધી લેખો જૈન દર્શન ઇત્યાદિ જેવા અને તે સાથે ઘણા અનુભવ અને બોધ લેવા જેવા વિષયોનો સંગ્રહ છે. મૂલ્ય ૦—૮—૦